શ્રી મહાકવિ ભાસકૃત

# મધ્યમ–વ્યાયોગ.

( નું ભાષાંતર. )

અનુવાદક.

લાલશંકર હરપ્રસાદ.

શ્રી

# મધ્યમ—વ્યાયોગ.



મહાકવિ ભાસના એ નામના નાટકનું ભાષાંતર કરી

પ્રસિદ્ધ કરનાર

**લાલશંકર હરપ્રસાદ,**

મુંબઈ.

**રા. રા. ઉત્તમરામ અંબારામ બી. એ. ના**

ઉપોદ્ઘાત સાથે.


આવૃત્તિ ૧, પ્રત ૧૦૦૦.

---

વિ. સં. ૧૯૭૩. ઈ. સ. ૧૯૧૭.

મૂલ્ય આના આઠ.

સાક્ષરવર્ય રા. રા. વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય, જે. પી.,

બી. એ., એલ એલ. બી., બેરીસ્ટર-એટ-લૉ.

ની

પવિત્ર ગ્રીવામાં,

## શિખરિણી.

હતું મારૂં હૈયું રસકસહીણું કઠુણ અતિ
તમે ખેડયું તેને દિવસ રજની મ્હેનત કરી,
બીજો સંસ્કારી કૈં પ્રણય થકી રોપ્યાં મહીં અને,
ઉછેર્યા અંકુરો નવ સ્ફુટિત કાવ્યામૃત રસે.

બહૂ વર્ષો વાયા જગત પવનો ક્રૂર થઇને.
ઉખેડી પાડંતા તરૂ કુસુમ સર્વે ભૂમિ પરે,
તથાપિ દૈવીકો કરમઇ ગયું અંકુર ઉરે.
ફરી આજે ખીલ્યું મધુર નવલું દીર્ઘ સમયે.

કળીઓ આ પ્હેલી વિકસિત થઇ તે તરૂ પરે
વિના સૃષ્ટા એને કયમ કરી સુંઘી અન્ય જ શકે,
સમર્પું ગ્રીવામાં તુજ, મુદ મને પુષ્પ ગુંથણી
સ્વીકારી લેશો તે અનુગ્રહ કરીને દીનમણી.

---

# સહજ.

શ્રી મુંબઈ યુનીવર્સિટિના પ્હેલા વર્ષના અભ્યાસ ક્રમમાં ચાલુ વર્ષ માટે શ્રીમાન મહાકવિ ભાસનું "મધ્યમ–વ્યાયોગ" નિશ્ચિત થયલું હોવાથી તેનો કેટલોક ભાગ વાંચવામાં આવતાં તેનું ભાષાંતર કરવાની ઇચ્છાનો પ્રાદુર્ભાવ થયો. જુજ ભાગનું ભાષાંતર કર્યાં પછી આભાસ થવા લાગ્યો કે નાટક નાનું હોઇ બાળકોને બોધ લેવા લાયક છે, તેથી બાળક વર્ગને સમજાય તેવી સાદી સરળ ભાષા તથા વ્યવહારિક વૃત્તો યોજાય તો સારૂં, તેમજ ગુજરાતી શાળાઓના ઉપલા વર્ગો અને અંગ્રેજી શાળાના પ્રાથમિક વર્ગોના કુમળી વયનાં બાળકો, જેઓને નાટકો જોવા તરફ સહજજ અભિરૂચિ હોય છે અને તેઓ નાટકો વાંચવા તરફ આકર્ષાય છે તેથી તેઓની અભિરૂચિને અનુકૂળ થઇ તેમને બોધ મળે એવું જ્ઞાન આપવામાં સુલભતા મળે, એ આશયને લક્ષ્ય બનાવ્યું છે, એ વાચકગણને વાંચવાથી સમજાશે. બાળક વર્ગ એમાં સમાયલો બોધ સમજી વિચારી તેનો લાભ લેશે તો કરેલો પરિશ્રમ સફળ ગણાશે અને અનુવાદક પોતાને કૃતાર્થ સમજશે. અનુવાદકનાં થોડાં જ્ઞાનને લઇને રસાલંકાર તથા શબ્દ રચનામાં કંઇ ન્યૂનાધિક માલમ પડે તો વિદ્વાન વાચકગણ ક્ષમા કરશેજ.

આ ભાષાંતર કરવામાં રા. રા. શિવરામ મહાદેવ પ્રાંજપે, એમ. એ. પ્રણીત અંગ્રેજી ટીપ્પણ તથા રા. રા. પંડિત ત॰ ગણપતિ શાસ્ત્રિ પ્રણીત વ્યાખ્યાનો આશ્રય લીધો છે તેથી તેમનો આ સ્થળે મારે ઉપકાર માનવોજ જોઇએ. આ ભાષાંતરમાં યોજાયલાં કેટલાંક વૃત્તો માટે અનુવાદકના પુત્ર ચી. તનમની શંકરે આપેલી સહાયતા રૂપી સેવાના અવેજમાં હું તેને મારા શુભાશિશ આપું છું इति शं।

મુંબઈ.
વિ. સં. ૧૯૭૩, અધિક ભાદ્રપદ
શુકલ ૧૨, વાર ગુરૂ

લાલશંકર હરપ્રસાદ.

# ઉપોદ્‌ઘાત.

આ લઘુ પુસ્તકના વસ્તુ-સૂચન સાથે પરિચય કરતાં પહેલાં આપણે ગુજરાતી ભાષાના સાહિત્ય તરફ કંઈક નજર ફેરવીશું. બીજી ભાષાનાં સાહિત્ય સાથે સરખામણી કરતાં આપણને જણાશે કે આપણી ભાષાનાં સાહિત્યમાં જેવો જોઈએ તેવો વધારો અને ખીલવણી થઈ નથી. તેનું પ્રથમ કારણ આપણી પોતાનીજ ભાષાનો આપણે ઉપર ટપકે અભ્યાસ કરીએ છીએ. પ્રાથમિક શાળામાં પહેલાં પાંચ વર્ષના અભ્યાસમાં વિદ્યાર્થીને ગુજરાતીનું માત્ર સાધારણ જ્ઞાન થાય છે, અને વચગાળેની ઈંગ્લીશ સ્કુલોમાં ભાષાનો વિષય રાખવામાં આવ્યો છે, પણ તેના તરફ જોઈએ તેવું ધ્યાન આપવામાં આવતું નથી. હાલમાં હાઈસ્કુલોમાં આ ભાષાનો અભ્યાસક્રમ દાખલ કરવામાં આવ્યો છે પણ તે વિષય યુનીવર્સિટિની એમ. એ. શિવાયની પરીક્ષામાં ન હોવાથી વિદ્યાર્થીઓનું જેટલું ધ્યાન બીજા વિષયો પર રહે છે તેટલું આ વિષય પર રહેતું નથી. પરિણામે આપણે આપણી માતૃ ભાષા તરફ દુર્લક્ષ થતા જઈએ છીએ. હાલમાં આ બાબત પર ગુજરાતી સાહિત્યની ઉન્નતિ ઇચ્છનારાઓનું ધ્યાન ખેંચાયું છે એ આનંદની વાત છે, અને આ દિશામાં તેઓ અનેક રીતે પ્રયત્ન કરી રહ્યા છે, એટલે આગળ ઉપર તેનું શુભ પરિણામ આવવાનુંજ એ નિઃસંશય છે.

આપણી ભાષાની હાલની પરિસ્થિતિ આ છે. હવે આપણે હાલના તથા પહેલાંના લેખકો તરફ દૃષ્ટિ કરીશું. પહેલાંના લેખકોમાં અગ્રણી તરીકે ભક્ત કવિ નરસિંહ મેહેતો, મીરાંબાઈ, પ્રેમાનંદ, શામળભટ, અખો અને દયારામ એ મુખ્ય છે. આ શિવાય બીજા પણ છે પણ તે સાહિત્યના ઇતિહાસમાં જન સમાજમાં જેવા જોઈએ તેવા જાણીતા નથી. નરસિંહ મહેતા તથા મીરાંબાઈએ ભક્તિથી છલકાતાં મધુર પદો અને અન્ય કવિતાઓ પુષ્કળ લખી છે અને પદ્ય-સાહિત્યમાં ઘણો ઉમેરો કર્યો છે. આ કવિતાઓ એકજ વિષય પર હોવા છતાં તે વાચકને કંટાળો ભરેલી લાગતી નથી, અને જો કે તેમાં વિવિધતા નથી તો પણ તેની ખામી જણાતી નથી. શામળભટની રસિલી અને મનોરંજક વાર્તાઓએ તેમજ અનેક વિષય પર લખાયલા બોધદાયક છપ્પાઓએ કવિતાના સાહિત્યમાં ઘણો સારો ઉમેરો કર્યો છે; તેની ભાષા એટલી બધી સાદી અને સરળ છે કે મધ્યમ વર્ગનો વાચક વર્ગ પણ તે ઘણા ઉમંગથી વાંચે છે. અખાની કવિતા ઘણા ઊંડા તત્વ-જ્ઞાન વાળી છે અને તે સાધારણ અભ્યાસવાળા જનસમૂહથી સહેલાઈથી સમજી શકાય એવી નથી, છતાં પણ તે ગુજરાતી કવિતાના સાહિત્યને દીપાવે છે, અને જીજ્ઞાસુ તથા મુમુક્ષુ અભ્યાસીઓનું ધ્યાન ખેંચી રહી છે. દયારામભાઈની કવિતા પણ ઉચ્ચ શ્રેણીની અને ભક્તિરસથી ભરપૂર છે. આ પ્રમાણે પહેલાંના, પ્રેમાનંદ

શિવાયના, ગુજરાતી લેખકોએ કવિતાનું સાહિત્ય ઘણું સારૂં ખીલવ્યું છે, પણ ગદ્ય તરફ કોઇએ ધ્યાન આપ્યું હોય એમ જણાતું નથી. કવિ પ્રેમાનંદે પોતાની કવિતા અને નાટકોથી ગુજરાતી સાહિત્યનો ખરેખર પુનરૂદ્ધાર કર્યો છે. તેણે લગભગ પુરાણના મોટા ભાગને કવિતા અને નાટકમાં ફેરવી નાંખ્યો છે. પ્રેમાનંદને ગુજરાતી ભાષા—માતૃભાષા—ને માટે એટલી બધી લાગણી હતી કે જ્યાંસૂધી તે તેનો પુનરૂદ્ધાર ન કરે ત્યાંસૂધી પાઘડી નહિં પહેરવી એવો નિયમ તેણે લીધાનું કહેવાય છે. એની કવિતાની તેમજ નાટકોની ભાષા સાદી અને સહેલાઇથી સમજી શકાય એવી છે. ગદ્ય-લેખન એનાથી શરૂ થયું એમ કહીએ તો તે ખોટું ન ગણાય. ગુજરાતી ભાષાના સાહિત્યમાં અનેક રીતે વૃદ્ધિ થાઓ એવી તેની તીવ્ર ઇચ્છા હતી અને તે તેમણે પોતાનાં નાટકોમાં નીચેનાં ભરત વાકયથી પ્રદર્શિત કરી છેઃ—

**સાંગો પાંગ સુરંગ વ્યંગ્ય અતિશે ધારો ગિરા ગુર્જરી**
**પાદે પાદ રસાળ ભૂષણવતી થાઓ સખી ઉપરી,**
**જે ગિર્વાણ ગિરા ગણાય ગણતાં તે સ્થાન એ લ્યો વરી**
**થાઓ શ્રેષ્ઠ સઊ સખીજન થકી એ આશ પૂરે હરિ.**

માતૃભાષાના પૂજક ગુજરાતી કવિ-શિરોમણી પ્રેમાનંદની એ તીવ્રેચ્છા ફલિભૂત થવાના પડઘા પડવા માંડ્યા છે.

અત્યાર સૂધી ગુજરાતી સાહિત્યનો મુખ્ય ભાગ કવિતાનોજ હતો. દયારામ ભાઈ પછી પાછો ગુજરાતી સાહિત્યના ક્ષેત્રમાં કંઇક ખાંચો પડ્યો, પણ કવિ નર્મદાશંકર અને દલપતરામના વખતથી પાછું નવું પ્રકરણ શરૂ થયું. કવિ નર્મદાશંકર સુરતમાં અને કવિ દલપતરામ અમદાવાદમાં સાહિત્ય ક્ષેત્રમાં બહાર પડ્યા અને તેઓએ સાહિત્ય—સમુદ્રનું મંથન કરી ગુજરાતીઓની લાગણી પાછી સતેજ કરી. બન્ને કવિઓ એક બીજાના પ્રતિસ્પર્ધી હતા અને તેઓની તીવ્ર સ્પર્ધાને લીધે સાહિત્યને સારો લાભ થયો. બન્ને કવિઓ તરફથી બહોળો પક્ષ બંધાયો અને આ રીતે સાહિત્યના ઉપાસકો વધ્યા અને ઉત્સાહ પણ વધ્યો. બન્ને કવિઓ એક બીજા સાથે સરસાઇ કરવા લાગ્યા અને નર્મદાશંકર સરસ કે દલપતરામ સરસ એ વાદવિવાદ સાધારણ થઇ પડ્યો, પણ આ પ્રશ્નના નિરાકરણ સાથે આપણે કંઇ લાગતું વળગતું ન હોવાથી આપણે એ બન્ને કવિઓએ ગુજરાતી સાહિત્યની જે સેવા કરી છે તથા ભવિષ્યની ખીલવણી માટે જે બીજ રોપ્યું તે તરફ દૃષ્ટિ કરીશું. કવિ દલપતરામે ઘણે ભાગે કવિતાઓ ઘણી રચી છે. તેમની કવિતા સરળ અને નીતિનો બોધ આપનારી તથા વિવિધ વિષયોથી ભરપૂર છે, અને તેમાંની કેટલીક તો ખાસ શાળામાં જતા નાના બાળકોને માટે એટલી

સહેલી અને રમુજી બનાવી છે કે તે વિદ્યાર્થી વર્ગમાં ઘણી માનિતી થઇ પડી હતી. નર્મદાશંકરની કવિતા જુસ્સાવાળી અને વાચક વર્ગને આનંદ આપે એવી છે. પણ કવિતા ઉપરાંત કવિએ ગદ્ય-સાહિત્ય પણ ઘણું ખીલવ્યું છે, અને તેનો મુખ્ય વિષય ઇતિહાસ અને ધર્મ હતો.

આ બન્ને કવિઓએ ગુજરાતીઓના હૃદયમાં સાહિત્યને માટે નવો જુસ્સો ઉત્પન્ન કર્યો અને તેનું પરિણામ એ આવ્યું કે કેળવણીના પ્રચાર સાથે ગુજરાતી સાહિત્યની સેવા કરનારાઓ સંખ્યાબધ્ધ બહાર પડ્યા, અને પ્રાસંગિક લખનારાઓ શિવાય તેમાંના ઘણા ખરાઓએ ગુજરાતી સાહિત્યમાં આવકારદાયક ઉમેરો કર્યો છે. ગદ્ય અને પદ્ય બન્ને તરફ ગુજરાતી લેખકોનું ધ્યાન ખેંચાયું છે. અત્રે ગુજરાતી કેળવણીના મૂળ પ્રવર્તકોમાંના સ્વ૦ રાવ સાહેબ મયારામ શંભુનાથને આપણે ભૂલી જવા જોઇતા નથી. ગુજરાતી અભ્યાસક્રમ નક્કી કરવા સરકારે નીમેલી કમીટીના તેઓ એક મેંબર હતા, અને ગુજરાતીમાં કેટલાક નિબંધો લખ્યા છે. સ્વ૦ રાવ બહાદુર મોહનલાલ ઝવેરી પણ આ કમીટીમાં એક આગેવાન મેંબર હતા અને તેમણે શરૂઆતનો ગુજરાતી અભ્યાસ ક્રમ નકકી કરવામાં મુખ્ય ભાગ ભજવ્યો હતો.

સ્વ૦ સાક્ષર નવલરામભાઇ, કરણઘેલાના કર્તા તરીકે માન પામેલા સ્વ૦ સાક્ષર નંદશંકર તુળજારામ, સ્વ૦ સાક્ષર રા. બ. મહીપતરામભાઇ એઓએ ગદ્યમાં વિવિધ વિષયો પર લખ્યું છે, અને તેમની ભાષા અને શૈલી સરળ અને વાંચનારને આનંદ આપે એવી છે. નવલકથાનાં સાહિત્ય તરફ સ્વ૦ નંદશંકરે પ્રથમ દૃષ્ટિ ફેરવી પણ તે અદ્યાપિ પર્યંત જેવું જોઇએ તેવું ખીલ્યું નથી. સ્વ૦ સાક્ષરવર્ય ગોવર્ધનરામભાઇએ “સરસ્વતિચંદ્ર”થી ગુજરાતી ભાષાને ખરેખર દીપાવી છે અને પોતાનું નામ અમર કર્યું છે. આ ઉપરાંત સ્વ૦ સાક્ષર દોલતરામ કૃપારામની “કુસુમાવળી” પણ એક ઉત્તમ પ્રતિની નવલકથા છે. બીજી કેટલીક ગણી ગાંઠી નવલ કથાઓ તરફ પણ આપણું ધ્યાન ખેંચાય છે. વળી પર–ભાષામાંથી અનુકરણ કરવામાં આવેલી નવલ-કથાઓ પણ ઘણી સારી ભાષામાં લખાયલી છે, છતાં પણ કેળવણીના પ્રચારના પ્રમાણમાં ઉત્તમ પ્રકારની મૂળ નવલકથાઓ ઘણીજ જૂજ છે. આ ઉપરાંત સ્વ૦ સાક્ષર બ્રહ્મનિષ્ટ પ્રોફેસર મણીલાલ નભુભાઇના નીતિ અને તત્વજ્ઞાનના લેખો ઉચ્ચ શ્રેણીના છે અને વાંચનારના હૃદયપર સચોટ છાપ પાડે છે.

હવે આપણે નાટકનું સાહિત્ય તપાસીશું. પ્રથમ આપણે કહી ગયા તેમ કવિ પ્રેમાનંદે એ દિશા તરફ દૃષ્ટિ કરી ત્યાર પછી કવિ દળપતરામે “મિથ્યાભિમાન” નાટક રચ્યું અને તે કટાક્ષ સાથે હાસ્ય-રસથી ભરપૂર છે અને

વાંચનારને એ ઘડી ખુશ કરે એવું છે. સ્વ. સાક્ષરવર્ય મણીલાલ નભુભાઇએ "કાન્તા" નામનું નાટક લખ્યું છે તથા "ઉત્તર રામ ચરિત" નું તથા બીજાનાં ભાષાંતરો કર્યાં છે. પણ નાટક લખવાના પ્રયાસમાં તેઓ નાસીપાસ થયા હોય એમ જણાય છે. સાક્ષરવર્ય કેશવલાલ ધ્રુવે સંસ્કૃત નાટકોનું ઘણું વિદ્વત્તા ભર્યું અનુકરણ કર્યું છે, અને નાટકોના સાહિત્યમાં સારો વધારો કર્યો છે. સ્વ૦ સાક્ષર ઝવેરીલાલ યાજ્ઞિકનું મહાકવિ કાલીદાસના સંસ્કૃત નાટક "શાકુંતલ" નું ભાષાંતર પણ ઉચ્ચ પ્રતિનું ગણાય. રા. રા. રણછોડભાઇ ઉદયરામનું "લલીતા દુઃખ દર્શક" નાટક ઘણી સરળ અને સાદી ભાષામાં લખાયલું છે, અને હિંદુ સંસારનો આબેહૂબ ચિતાર વાંચનારની નજર આગળ ખડો કરે છે. શિઘ્રકવિ શંકરલાલ કૃત "સાવિત્રી ચરિત્ર" નાટક અસલ સંસ્કૃત તેમજ ગુજરાતી બન્ને રસિક જનોના ઉત્સાહને પુષ્ટિ આપવા સમર્થ થયાં છે. રા. બ. રમણભાઇનું "રાઇનો પર્વત" અને રા. રા. સાક્ષર સંસ્કારી ગર્ભકવિ નાનાલાલ દલપતરામનાં "જયાજયન્ત" વિગેરે નોંધ લેવા લાયક જ છે.

ગુજરાતી નાટકો રંગભૂમિ ઉપર મૂકવાનું પ્રથમ સાહસ તો "બુદ્ધિવર્ધક" સભાના સભાસદો જેમાં ગુજરાતી કેળવણી ખાતાંના માસ્તરોનો મોટો ભાગ હતો અને જેના અગ્રણી રણછોડભાઇ ઉદયરામ હતા તેમણે ઉઠાવ્યું હતું. નાટ્ય શાસ્ત્રોનું મંથન કરી નાટકના સાહિત્ય માટે ગુજરાતીમાં નાટ્યશાસ્ત્રના પ્રથમ લેખક હોવાનું માન રા. રા. રણછોડભાઇ ઉદયરામનેજ ઘટે છે એમ મારૂં માનવું છે.

આ ઉપરથી જણાશે કે ગુજરાતી ભાષામાં મૂળ નાટકો નહિં જેવાં છે અને ગુજરાતી સાહિત્યના એ વિભાગ પર જોઇએ તેટલું ધ્યાન અપાયું નથી. આનાં ઘણાં કારણો છે. પ્રથમ કારણ એ છે કે જે જે ગણ્યાં ગાંઠયા મૂળ દશ્ય નાટકો લખાયાં છે તેમાનાં ફકત "લલીતા દુઃખ દર્શક" અને એકાદ બે બીજાં શિવાય બીજાં સાહિત્યને બંધ બેસ્તાં થઇ પડે એમ નથી, તેમજ વિદ્વાન વર્ગ શિવાય સમજી શકે તેમ નથી; દાખલા તરીકે રા. રા. દોલતરામ કૃપારામ પંડ્યાનું "અમર સત્ર" નાટક જે શ્રીલસુરીથી ભરેલું છે પરંતુ ભાષા શૈલી અને અર્થ ગાંભીર્ય એટલાં તો કઠણ છે કે કેળવણીમાં મધ્યમ વર્ગ તથા બાળક વર્ગ તે સમજી શકે એમ નથીજ. નાટકો એવાં જોઇએ કે નાટકની રંગભૂમિ પર ભજવી પણ શકાય અને તેની સાથે વાંચક વર્ગમાં સાહિત્ય તરીકે લોકપ્રીય થઇ પડે, કેવળ શ્રાવ્ય નાટક લેખનથી તેના રસમાં માત્ર વિદ્વાન વર્ગજ નિમગ્ન થાય છે, અને સામાન્યવર્ગને તેના રસના ભોકતા થવાનો લાભ મળતો નથી અને તેમનામાં ગર્ભિત રીતે રહેલા સાહિત્યના ઉત્સાહને પોષણ મળી શકતું નથી. તેમના સાહિત્ય ઉત્સાહને ઉત્તેજીત કરવા સંસ્કૃત નાટકો જેવાં, શ્રુતિ અને

ચક્ષુદ્વારા તેમનાં હૃદયમાં પેશી જાય તેવાં ગુજરાતી ભાષામાં મૂળ નાટકો લખાવાં જોઇએ અથવા એવાં સંસ્કૃત નાટકોના અનુવાદ થવા જોઇએ. સંસ્કૃત નાટકોની વસ્તુ સંકળના જ એવી છે કે તે નાટકની રંગભૂમિ પર દીપી નીકળે છે તેમજ સાહિત્ય તરીકે પણ તે નાટકો અલૌકિક ખૂબીથી ભરેલાં છે અને જોનાર તથા વાંચનાર બન્નેના મનનું એક સરખી રીતે રંજન કરે છે અને બોધ વચનોથી તેમનાં હૃદયો ઉભરાવે છે. આપણી નાટ્યભૂમિની અત્યારે એવી દશા છે કે વિદ્વાન વર્ગના નાટકો પ્રેક્ષકોને લુખાં લાગે છે કારણ કે તેમાં લોકરૂચિ અનુકૂળ શ્રૃંગાર ઉભરાતો હોતો નથી, એટલે નાટ્યભૂમિને માટે ખાસ જૂદાં નાટકો લખાય છે, જેમાં ફકત વસ્તુ સંકળના અને ગદ્ય, કર્તા રચી આપે છે અને સંગીતનો ઘણો ભાગ બીજાનેજ હાથે લખાય છે. વળી તેના સંગીત શિવાયનો ભાગ પુસ્તકાકારમાં છપાતો ન હોવાથી વાચક વર્ગને માટે તે કેવળ નિરૂપયોગી થઇ પડે છે, એટલે રંગભૂમિને માટે લખાયલાં નાટકોને સાહિત્યમાં સ્થાન આપવું દુર્ઘટ છે, અને સાહિત્ય તરીકે તેની કીમત આંકવી એ પણ અશકયજ છે. બીજું કારણ એ છે કે એકલું ગદ્ય અથવા પદ્ય લખવામાં એકજ માર્ગ લેવાનો હોવાથી તે રચવામાં નાટક રચવા જેટલી મુસ્કેલી નડતી નથી. ત્રીજું કારણ એ કે વાચક વર્ગ તરફથી નાટકના પુસ્તકોને જેવો જોઇએ તેવો આવકાર મળતો નથી એમ કહેવામાં આવે છે. છેલ્લું કારણ જેવું જોઇએ તેવું સબળ નથી, કારણ કે કેળવણીનો લોકોમાં જેમ જેમ પ્રચાર થાય છે તેમ તેમ તેઓમાં સારૂં નરસું સમજવાની શક્તિ આવે છે અને સારાં નાટકો લખવામાં આવે તો તેને આવકાર મળવાના અનેક સંભવ છે. આપણે આશા રાખીશું કે આપણો વિદ્વાન વર્ગ આ તરફ લક્ષ દોડાવશે અને નાટકનું સાહિત્ય વિવિધ પ્રકારે ખીલવી લોક મત કેળવશે.

ઉપલા લક્ષ્યબિંદુથી આ પુસ્તક–લઘુ પુસ્તક–ગુજરાતી પ્રજા સમક્ષ મૂકવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે. અત્યાર સૂધીમાં જે સંસ્કૃત નાટકોનાં ભાષાંતરો થયાં છે તે નાટકો લાંબા છે, જ્યારે આ નાટક ઘણુંજ ટુંકું છે. કર્તાએ પ્રસ્તાવનામાં જે સૂચના કરી છે કે આ નાટક ગુજરાતી શાળાના ઉપલા વર્ગો તેમજ અંગ્રેજી શીખવતી વચગાળેની સ્કુલમાં વિદ્યાર્થીઓને ઉપયોગી થઈ પડે એ હેતુથી આનું ભાષાંતર કરવામાં આવ્યું છે તે યથાર્થ છે. શાળાને માટે આવાં નાનાં નાટકોની ખાસ જરૂર છે. અત્યાર સૂધીમાં ભાષાંતર થયલાં નાટકો લાંબા હોઇ તેમની ભાષા ગુજરાતી શાળામાં તેમજ અંગ્રેજી શીખવતી વચગાળેની શાળાઓના વિદ્યાર્થીને માટે કઠણ છે એટલે તે શાળાના ઉપયોગને માટે લેવામાં નહિ આવ્યાં હોય એમ જણાય છે. હાલમાં અંગ્રેજી ધોરણોમાં જેવી રીતે વર્ગમાં મુખ્ય અંગ્રેજી પુસ્તક ઉપરાંત એકાદું સરળ નાનુ અંગ્રેજી પુસ્તક અભ્યાસ માટે નિર્માત કરવામાં આવે છે તેવીજ રીતે ગુજરાતી ઉપલા ધોરણોમાં તેમજ

અંગ્રેજી શરૂઆતના ધોરણોમાં આવાં પુસ્તકો દાખલ કરવાની ખાસ અગત્ય છે, અને આપણે આશા રાખીશું કે સરકારનું કેળવણી ખાતું આ તરફ પોતાનું લક્ષ આપશે.

આ લઘુ નાટક ખાસ શાળાના ઉપયોગને માટે અનુકૂળ થવાનો સંભવ એટલા માટે છે કે તે નાનું અને સરળ છે અને શૃંગારરસથી મુકત છે એટલુંજ નહિ પણ તેમાં વિદ્યાર્થીઓની નીતિ પર છાપ પાડે એવો ઘણો બોધ સમાયલો છે. ઘટોત્કચ રાક્ષસીનો પુત્ર હોવા છતાં તે પોતાની માતાની આજ્ઞા પાળવામાં કેવો તત્પર છે; બ્રાહ્મણના નાના છોકરાઓ પણ પોતાનાં માતા-પિતાની સેવાં ઉઠાવવાને કેટલા બધા ઉત્સુક છે; નાનોભાઇ મોટા ભાઇ તરફ કેવો વિવેક વાપરે છે તથા રાક્ષસીનો પુત્ર વિદ્વત્તાને કેટલું માન આપે છે; આ બધું કુમળી વયના વિદ્યાર્થીના ધ્યાનમાં તરતજ ઉતરે એમ છે. આ ભાષાંતરની ભાષા પણ બની શકે એટલી સરળ અને સાદી બનાવવાનો પ્રયાસ પણ આદરણિય છે, તેમજ વસ્તુ સંકળના તો મૂળમાંજ સરસ રીતે ગોઠવાયલી છે એટલે વિદ્યાર્થીઓમાં પ્રિય થઇ પડવાનો સંભવ છે; પણ આ કહેવાનો એવો ભાવાર્થ નથી કે આ પુસ્તક ફક્ત વિદ્યાર્થીનેજ ઉપયોગી છે. દરેક વર્ગના ગુજરાતી વાંચનારાઓને પણ આ લઘુ પુસ્તક રૂચિકર થઈ પડે એમ છે.

આ પુસ્તક પ્રખ્યાત સંસ્કૃત કવિ ભાસના 'મધ્યમ વ્યાયોગ' નામના નાટકનું ભાષાંતર છે. કવિ ભાસ મહાકવિ કાલીદાસના પહેલાં થઇ ગયો છે, પણ તેનાં નાટકો ઘણાંજ થોડાં બહાર પડ્યાં છે. ત્રીવેન્દ્રમના વિદ્વાન પંડિત ત૦ ગણપતિ શાસ્ત્રિએ ઘણા પ્રયાસ પછી કવિ ભાસનાં નાટકોની શોધ કરી છે. આજ આઠ દશ વર્ષ થયાં જ કવિ ભાસનું નામ ગુજરાતી વાચક વર્ગ આગળ પ્રકાશમાં આવ્યું છે. તેના પ્રખ્યાત નાટક "સ્વપ્ન-વાસવદત્તા" નો સાક્ષરવર્ય કેશવલાલભાઇએ ગુજરાતીમાં અનુવાદ કર્યો છે, અને કવિના કાળ નિર્ણય માટે વિદ્વત્તા ભર્યો ઉલ્લેખ કરી સિદ્ધ કરી આપ્યું છે કે કવિ ભાસ ઈ. સ. પૂર્વે બીજા સૈકામાં થઇ ગયા હોવા જોઇએ. કવિ ભાસે નાનાં નાનાં તેર નાટકો લખ્યાં છે અને તે સઘળામાં ભાષા એવી સરળ અને સાદી વાપરી છે અને શૈલી એવી મનોહર છે કે તેના નાટકો તે વખતની રસજ્ઞ પ્રજામાં ઘણાંજ લોકપ્રિય થઇ પડ્યાં હતાં અને "માલવિકાગ્નિ" નાટકનો પ્રયોગ રંગભુમિપર મુકતાં કવિ કાલીદાસને ઉદ્ગાર કહાડવા પડ્યા હતા કે પ્રેક્ષક વર્ગ ભાસના નાટકના મોહમાંથી મુકત થાય તો ઠીક. 'મધ્યમ-વ્યાયોગ' નાટક કવિ ભાસનું જ છે એ ત્રણ મુદ્દાથી સાબીત થાય છે. પ્રથમ તો તેની શૈલી "સ્વપ્ન વાસવદત્તા" ના જેવીજ છે. બીજું ભાસના દરેક નાટકોનાં નામ અર્થ સૂચક છે અને તેજ પ્રમાણે "મધ્યમ વ્યાયોગ" નું નામ પણ અર્થ સૂચક છે, અને "સ્વપ્ન વાસવદત્તા" માંના શ્લોકો અને સમાસો આ

નાટકમાં પણ માલમ પડે છે. સા૦ કેશવલાલભાઇ પણ કબુલ કરે છે કે આ નાટક ભાસનું જ છે, પણ 'વ્યાયોગ' એ સંજ્ઞા આ નાટકને માટે અસંભવિત લાગે છે માટે તેઓ એ નાટક 'મધ્યમક' ને નામે ઓળખાવે છે. ગમે તેમ હો પણ એ નાટકનો કર્તા તો કવિ ભાસ જ હોવો જોઇએ એમ અનુમાન થાય છે. આવી જ જાતનું ભાસનું બીજું નાટક 'પંચરાત્ર' છે.

આ નાટકની વસ્તુ સંકળના મહાભારતમાંથી લીધી છે. ભાસનાં ઘણાં ખરાં નાટકોનુ વસ્તુ પણ મહાભારતમાંથી જ છે. નાટકનો પ્રયોગ પણ ટુંકો છે, અને પ્રસંગ પણ એક જ દિવસનો છે. નાટકનું નામ નાટકના નાયક ભીમસેન જે કુંતાથી ઉત્પન્ન થયલા પાંડવોમાં મધ્યમ પુરૂષ હતો તે પરથી રાખેલું ધારવામાં આવે છે. હિડિમ્બા–વનમાં કેશવદાસ નામનો એક વૃદ્ધ વિદ્વાન બ્રાહ્મણ પોતાની પત્ની તથા ત્રણ પુત્રો સાથે આવી ચઢે છે. બપોરનો વખત છે. છોકરાઓ તથા બ્રાહ્મણ પત્ની તેમજ વૃદ્ધ બ્રાહ્મણ પ્રવાસથી થાકી ગયલાં છે. એવામાં રાક્ષસી હિડિમ્બાનો પુત્ર ઘટોત્કચ પોતાની માતાની આજ્ઞાનુસાર તેને માટે મનુષ્ય–ભક્ષ શોધતો આ બ્રાહ્મણ કુટુંબને આવી મળે છે, અને પોતાની માતાના ભક્ષને માટે, વિદ્વાન બ્રાહ્મણ કુટુંબને સંતાપવાનું કૃત્ય અઘટિત લાગવા છતાં માતાની આજ્ઞાને અનુલ્લંઘનીય ગણી, આ બ્રાહ્મણ કુટુંબને સવિનય કહે છે કે સારાસારનો વિચાર કરી એક પુત્રને આપી બાકીનાનો બચાવ કરો. વૃદ્ધ બ્રાહ્મણ કાલાવાલા કરે છે પણ તે સર્વે ઘટોત્કચની માતૃઆજ્ઞા પાલનના દૃઢ નિશ્ચય આગળ વ્યર્થ જાય છે. હિડિમ્બાના ભક્ષ માટે પોતે જવા વૃદ્ધ બ્રાહ્મણ તૈયાર થાય છે પણ પોતાના પાતિવ્રત્ય ધર્માનુસાર બ્રાહ્મણ–પત્ની પોતાને લઇ જવા કહે છે. વૃદ્ધ બ્રાહ્મણ તેની જર્જરિત અવસ્થાને લીધે તેમજ બ્રાહ્મણ પત્ની સ્ત્રી હોવાથી સ્ત્રી પોતાની માતાના ભક્ષ માટે યોગ્ય નથી એમ કહી ત્રણમાંનો કોઇપણ એક પુત્ર જ લાયક છે અને કોને આપવો તેનો નિર્ણય કરવાનું વૃદ્ધ–દંપતિનેજ સોંપે છે. પિતૃભકત પુત્રોમાં દરેક પોતેજ કુટુંબ રક્ષણ માટે પ્રાણાર્પણ કરવા યોગ્ય છે એવો શાસ્ત્રિય વાદ ચાલે છે. પિતાની જ્યેષ્ટ અને માતાની કનિષ્ટ પુત્ર તરફ સ્વાભાવિક પ્રેમની લાગણીને લીધે તેમને માટે આનાકાની કરે છે. મધ્યમ પુત્ર આ તકનો લાભ લઇ કુટુંબ રક્ષા માટે પોતાના પ્રાણાર્પણનો સમય મળેલો જોઇ પોતાને કૃતકૃત્ય માને છે અને ઘટોત્કચ સાથે તેને જવાનું નિશ્ચિત થાય છે, પણ પોતાને તરસ ઘણી લાગેલી હોવાથી નજદિકમાંના કોઇ જળાશયમાં પોતાની તરસ મટાડવા જવા દેવા ઘટોત્કચની તે રજા માંગે છે. રાક્ષસીનો પુત્ર હોવા છતાં પણ બ્રાહ્મણ કુમારનો પ્રાણાર્પણ કરવાનો ઉત્સાહ જોઇ પોતાના વચનનો તે ભંગ નહિ કરશે એવો વિશ્વાસ રાખી તેમ કરવાની તેને રજા આપે છે અને પાછો જલદી આવવા તેને સૂચન કરે છે. પાણી પીને પરલોકમાં તૃપ્તિ માટે જીવતાંજ

બ્રાહ્મણ કુમાર પોતાને અંજલી આપે છે અને તેથી સમયનું રોકાણ થવાથી વૃદ્ધિ બ્રાહ્મણને તેને બોલાવી લાવવાનું ઘટોત્કચ કહે છે. આથી વૃદ્ધ બ્રાહ્મણ ગુસ્સે થાય છે અને ઘટોત્કચને કહે છે કે પિતાનેજ આવાં કૃત્ય માટે પુત્રને બોલાવવા મોકલવો એવું રાક્ષસ પણ કરે નહિં. ઘટોત્કચ પોતાની ભૂલ સમજે છે, અને ક્ષમા કરવા કહે છે, પિતા પાસે પાણી પીવા ગયલા પુત્રનું નામ પણ મેળવી શકતો નથી. છેવટે ભાઇઓએ તે વચલો છોકરો હોવાથી તેને સઉ મધ્યમ કહે છે એમ કહેવાથી તેને બોલાવાવાનું કામ તેનાંજ સહોદરોને સોંપવું અનુચિત ધારી ઘટોત્કચ પોતેજ તેને "મધ્યમ! જલદી આવ." વિગેરે મોટેથી બુમ મારે છે. આ અરસામાં પાંડવો વનવાસમાં હોવાથી નજદિકજ વસતા હતા તેઓ સર્વે પોતાના આશ્રમના રક્ષણાર્થે ભીમસેનને મુકી ધૌમ્ય મુનિના યજ્ઞમાં ગયા હતા અને ભીમસેન નજદિકમાં અંગ કસરત કરતા હતા તે કુંતાથી ઉત્પન્ન થયલા પાંડવોમાં મધ્યમ હોવાથી ઘટોત્કચે ઉચ્ચારેલો "મધ્યમ" શબ્દ પોતાનેજ લાગુ પાડી પોતાને કોણ બોલાવે છે તેની તપાસ કરવા ત્યાં આવી ચઢે છે, અને બ્રાહ્મણદ્વારા સર્વે ખુલાસો મેળવે છે. બ્રાહ્મણનો વચલો છોકરો પણ એટલામાં પાછો આવી લાગે છે. ક્ષત્રિય ધર્મ પ્રમાણે નબળાનું પાલન કરવું જોઇએ તેથી બ્રાહ્મણ કુમારને બદલે પોતે જશે કહી બ્રાહ્મણ કુટુમ્બનું આશ્વાસન કરે છે. વાતચિતમાં ઘટોત્કચ પોતાનોજ પુત્ર છે એમ ભીમસેન ઓળખે છે પણ પોતાના પુત્રનું કેટલું બળ પરાક્રમ છે તે જોવાના હેતુથી પોતે છતો નથી અને ઘટોત્કચ સાથે કુસ્તીમાં ઉતરે છે અને મનમાં મલકાય છે. ઘટોત્કચથી નહિં હારતાં પોતાના વચન પ્રમાણે બ્રાહ્મણ કુમારને બદલે પોતે ઘટોત્કચ સાથે જાય છે. હિડિંબાને પોતાના સ્વામીનો ભેટો થતાં આનંદ થાય છે. પુત્રને આવી અઘટિત આજ્ઞા આપવા માટે હિડિંબાને ભીમસેન ખુલાસો પુછે છે. હિડિંબા જણાવે છે કે તે આવું અઘટિત કામ કરવા પોતાના પુત્રને આજ્ઞા કરે એટલી બધી નિષ્ઠુર ન હતી. પણ આ યુક્તિ શિવાય ભીમસેનના મેલાપનો બીજો રસ્તો ન જણાયાંથી જ આ યુક્તિ વાપરી હતી એવું ગૃહસ્થ પત્નીને યોગ્ય મર્યાદા યુકત કાનમાં કહયાનું જણાય છે, અને ભીમસેનને કહેવું પડે છે કે "જન્મજ રાક્ષસીનો, આચારે તો નહિંજ." બ્રાહ્મણ કુટુંબ સમસ્ત ભયમાંથી મુકત થાય છે, અને નાટ્ય-શાસ્ત્રના નિયમ પ્રમાણે શુભ રીતે અને આનંદમાં નાટકની સમાપ્તિ થાય છે.

કદાચ આ લઘુ પુસ્તકના પ્રમાણમાં કેટલાકને લાંબો ઉપોદ્‌ઘાત અસ્થાને જણાશે, પણ પુસ્તકનો હેતુ ધ્યાનમાં લેતાં તે ઉચિત જ લાગે છે અને વાચક વર્ગનું તે તરફ ધ્યાન ખેંચાશે અને ઉપયોગી થઇ પડશે એવું મારૂં મત છે.

શં. ૧૯૭૩, ગણેશ ચતુર્થી. } ઉતમરામ અંબારામ, બી. એ.

## પાત્રો.

**વૃદ્ધ**—કેશવદાસ નામનો બ્રાહ્મણ.

**જ્યેષ્ઠ**—વૃદ્ધનો વડો છોકરો.

**મધ્યમ**—વૃદ્ધનો વચલો છોકરો.

**કનિષ્ઠ**—વૃદ્ધનો નાનો છોકરો.

**બ્રાહ્મણી**—વૃદ્ધની સ્ત્રી.

**ઘટોત્કચ**—ભીમસેનથી હિડિમ્બા રાક્ષસીને પેટે અવતરેલો છોકરો.

**ભીમસેન**—કુંતીનો વચલો છોકરો.

**હિડિમ્બા**—રાક્ષસી, ભીમસેનની પત્ની.



શ્રીગણેશાય નમઃ

## મહાકવિશ્રીભાસપ્રણીત

# મધ્યમ—વ્યાયોગ.

## ( નું ભાષાંતર ).

---

( નાન્દિ પછી સૂત્રધાર પ્રવેશ કરે છે. )

**સૂત્રધાર**—

( વસંતતિલકા )

જે ચણ્ડ દૈત્યવધૂનાં હૃદયો વિદારે
જે નીલ સ્વચ્છ અસિ પદ્મની ધુતિ સારે,
રક્ષો ત્રિભુવનમણી હરિના સુશોભી,
વૈદૂર્ય-પલ નભ-સાગર મધ્યવર્તિ. ૧.

ચાલો, સભ્યોને આમ વિજ્ઞપ્તિ કરૂં; અરે, હજી તો હું વિજ્ઞાપના કરવાની તૈયારી કરૂં છું ત્યાં વળી આ બુમરાણ કેવું? ઠીક, જોઉં વારૂં.

( નેપથ્યમાં )

ઓ બાપા! એ કોણ હશે?

**સૂત્રધાર**—ઠીક, જાણ્યું.

( અનુષ્ટુભ )

"ઓ" શબ્દોચ્ચારણ થકી, બ્રાહ્મણ કો જણાય છે,
એકિકરા જ પાપીથી નિશ્ચે તેહ પીડાય છે. ૨.

( નેપથ્યમાં )

ઓ બાપા! એ કોણ હશે?

**સુત્રધાર**—હં! બરાબર સમજાયું. એ તો પાંડવોમાં મધ્યમ પુરૂષનો પુત્ર હિડિમ્બા રૂપી અરણિથી ઉત્પન્ન થયલો રાક્ષસ રૂપી અગ્નિ કોઈ બ્રાહ્મણ કુટુંબને પજવે છે. આઃ! ખરેખર, પત્ની પુત્ર સાથે આ બીચારા બ્રાહ્મણની કેવી દુર્દશા! કારણ,

( વસંતતિલકા )

થાકેલ પત્ની તનયો સહ દ્વિજ વૃદ્ધ,
પૂઠે પળે સબળ દાનવ આ અશુદ્ધ,
બ્હી, વાઘ પૂઠળ પડયે જ્યમ ત્રાસીં ન્હાસે,
શિથિલ કો વૃષભ વાછરૂ ગાય સાથે. ૩.

( ચાલી નીકળે છે ).

## ઇતિ સ્થાપના.

---

( ત્રણ પુત્રો તથા પત્ની સાથે કેશવદાસ અને તેની પાછળ ઘટોત્કચ પ્રવેશ કરે છે. )

**વૃદ્ધ**—આઃ ! એ કોણ હશે,

( વસંતતિલકા, )

છે ઉગતા સૂરજના કીરણો સમાન,
માથે સુકેશ અરૂણા ઉડતા વિશાળ,
કર્ણાન્ત, પીળી, ભૃકુટી ચ્હડતાં કરાળ,
આંખોથી વન્હિ ઝરશે સહજે શું હાલ,
સંયોગ મેઘ વિજળી સમ કંઠી ભાસે,
શું આકૃતિ હરતણી પ્રલયે વિરાજે. ૪.

**જ્યેષ્ટ**—હેં બાપા ! એ કોણ હશે ?

( માલિની. )

નયન યુગલ જાણે બે ગ્રહો ત્યાં ઠર્યા છે,
ઉર કઠણ ભરેલું, કેશ રાતા પીળા છે,
ઘન સમ નીલી કાયા, વસ્ત્ર પીળું શરીર
દશન ધવલ શોભે ચંદ્રને ઘેરી મેઘ. ૫.

**મધ્યમ**—કોણ હશે એ વારૂં ?

( હરિગીત )

કરી બાળ જેવા દાંત એના, નાક હળ સમ લાંબું છે,
ગજ સૂંઢ જેવા હાથ બન્ને, વર્ણ કાળે મેઘ એ,
હૂતદ્રવ્ય હોમ્યે ભડ ભડ બળે, અગ્નિ જાણે દીપતો
બીહામણોએ, ત્રિપુર હણવા, રોષ શિવનો ઉપજ્યો. ૬.

**કનિષ્ટ**—અરે બાપા! કોણ એ આપણને દુઃખ દે છે?

( દોહરો ).

શત્રુ વજ્ર પર્વત તણો, સમડી પક્ષી માંહ્ય,
માણુસ રૂપે કાળ એ, સિંહ સમ પ્રાણી માંહ્ય. ૭.

**બ્રાહ્મણ**—આર્ય! એ કોણ આપણને સંતાપે છે?

**ઘટોત્કચ**—હે બ્રાહ્મણ! ઉભો રહે, ઉભો રહે.

( કટાવ )

ન્હાસીશ ક્યાં તું કહે,
ગરૂડરાજની પાંખો વેગે વન્હિ વધે જયમ
રોષ વન્હિથી સળગી ઉઠીને ચપળ બનીને
ન્હાસે ત્રાસે દુઃખે ત્રાડી ભુજંગ જંગી
લઈને અંગી, દારૂણ ભયથી બીધી દારા
પુત્રો કેરી રક્ષા કરવા અશક્ત બ્રાહ્મણ,
મારી ધારી બ્હીક ઘણેરી ધૈર્ય છોડીને,
ન્હાસીશ ક્યાં તું કહે- ૮.

હે ભૂદેવ! જશો મા, જશો મા.

**વૃદ્ધ**—બ્રાહ્મણી! બ્હીશ મા. પુત્રો! ડરશો નહિં. એની વાણીમાં કંઈ વિવેક જણાય છે.

**ઘટોત્કચ**—અહો હો! સંકટ.

( વસંતતિલકા )

છે વંદનિય સઘળે સ્થળ દેશ દેશે
પૃથ્વી વિષે દ્વિજવરો, સમજું સહૈવે,

આજે નસીબ ભળિયું કરવું અકાર્ય,
આજ્ઞા જ માતુ તણી છે અવિચારણિય. ૯.

**વૃદ્ધ**—બ્રાહ્મણી ! તે ઠેકાણે જળકિલન્ન મુનિએ કરેલી સૂચના–કે આ વનમાંથી હજીએ રાક્ષસનો ભય ગયો નથી, માટે સાવધાનતાથી જવું એ ભૂલી જાય છે શું ? એજ ભય અત્યારે આવી ઉભો છે.

**બ્રાહ્મણી**—આર્ય ! કેમ તમે ધોળા પુણી જેવા થઈ ગયલા દેખાઓ છો ?

**વૃદ્ધ**—હું ! અભાગિયો બીજું શું કરૂં ?

**બ્રાહ્મણી**—કોઈને મદદ માટે બુમ પાડીએ.

**જયેષ્ટ**—મા ! આપણે કોને બુમ પાડી બોલાવશું ?

( શાલિની ).

ચારે પાસે, મેસ જેવા જ કાળા,
રોકી વાટો, ડુંગરા ઘોર ઉભા,
મ્હાલે પક્ષી, ને પશુ આ અરણ્યે,
એવાં સ્થાનો, છે મુનિવાસ યોગ્ય. ૧૦

**વૃદ્ધ**—બ્રાહ્મણી ! ડરીશ નહિં, ડરીશ નહિં. મુનિજનોને વસવા યોગ્ય છે એવું સાંભળતાં જ મારી બ્હીક અરધો અરધ જતી રહી છે. પાંડવોનો આશ્રમ હ્યાંથી બહૂ દૂર નહિં હોય એમ હું ધારૂં છું. પાંડવો તો—

( વસંતતિલકા. )

હોંસી રણે ઝઝુમવા, શરણાગતોના
ત્રાતા જ, દીન જનના ધરનાર ઝુંડા,
છે સાહસે અડગ, દંડ કર્યે સમર્થ,
આ રીત જે ભયતણી કરતા કુચેષ્ટ. ૧૧.

**જયેષ્ટ**—પણ, બાપા ! પાંડવો ત્યાં હશે નહિં.

**વૃદ્ધ**—બેટા ! તને કેમ ખબર પડી ?

**જ્યેષ્ટ**—તે આશ્રમમાંથી આવેલો કોઈ બ્રાહ્મણ કહેતો હતો કે, મહર્ષિ ધૌમ્ય મુનિના આશ્રમમાં શતકુંભ યજ્ઞના દર્શન માટે તેઓ ગયા છે.

**વૃદ્ધ**—હર! હર! ત્યારે તો હવે થઈ રહ્યું!

**જ્યેષ્ટ**—પણ, બાપા! બધાએ ગયા નથી તો; આશ્રમની રક્ષા માટે મધ્યમને તો મૂકીજ ગયા છે.

**વૃદ્ધ**—હાસ! એમજ હોય તો પછી બધાય પાંડવો હાજર છે.

**જ્યેષ્ટ**—પણ તે તો હમણા અંગ-કસરત કરવા ક્યાંક દૂર નીકળી ગયા હશે એમ જણાય છે.

**વૃદ્ધ**—અરે! રે! આ તે કેવી નિરાશા! ભલે, બેટા! ત્યારે આપણે આનાજ કાલાવલા કરીએ.

**જ્યેષ્ટ**—એમાં શું વળવાનું છે?

**વૃદ્ધ**—બેટા! તેમાં આપણું બગડ્યું શું! ઠીક, જોઇએ તો ખરા. હે ભાઈ! છે કંઈ છુટવાનો આરો?

**ઘટોત્કચ**— હા છે. એક સરતે.

**વૃદ્ધ**—કહે તો ખરો તારી સરત.

**ઘટોત્કચ**— મારી માતુશ્રીએ આજ્ઞા કરી છે કે, બેટા! મારે ઉપવાસનું પારણું કરવું છે માટે આ વનમાંથી કોઇ માણસને શોધી લાવ, ત્યાં તો તમે જ મને મળી ગયા.

( દોહરો. )

સ્ત્રી સુશીલ બે પુત્ર સહ, બચવા ઈચ્છા હોય,
સારાસાર વિચારીને, પુત્ર જ આપો એક. ૧૨.

**વૃદ્ધ**—હત્ રે નીચ રાક્ષસ!

( દોહરો ).

વૃદ્ધ વૈદિક દ્વિજ હું પુત્ર શીલગુણ યુકત,
આપી મનુષ્ય-ભક્ષીને ક્યાંથી પામું સુખ! ૧૩

**ઘટોત્કચ—**

( દોહરો )

વિનવું તોય ન આપતા, બ્રાહ્મણ ! એક જ બાળ,
કુટંબ સહ ક્ષણ એકમાં, મરશો સૌ તત્કાળ. ૧૪.

**વૃદ્ધ**—એજ મારો નિશ્ચય છે કેઃ—

( દોહરો. )

કરવાનાં સૌ કાર્ય હું કરી થયો છું વૃદ્ધ,
અપેક્ષા નથી કંઈ મુજને, દેહ વિધિ સંસ્કૃત
હોમી રાક્ષસ ઝાળમાં, રક્ષું પુત્ર પરિવાર,
એ નિશ્ચય છે માહરો, થા રાક્ષસ તૈયાર. ૧૫.

**બ્રાહ્મણી**—આર્ય ! લ્યો. એમ તે કંઈ થાય કે ? પતિવૃતાનો આધાર તો માત્ર પતિ પર જ છે. આ સંસારના ફળ-ભોગથી હું તૃપ્ત થઈ છું માટે આ શરીરે આર્યની અને કુળની રક્ષા કરવી જ એવી મારી તો ઈચ્છા છે.

**ઘટોત્કચ**—સ્ત્રીને લઈ જવાની તો મારી માતુશ્રીની ચોખ્ખી ના છે.

**વૃદ્ધ**—પણ હુંજ તારી સાથે આવું છું ને.

**ઘટોત્કચ**—હં ! તું તો ઘરડો છે. ખસીજા.

**જયેષ્ટ**—બાપા ! આજ્ઞા હોય તો કંઇ કહું.

**વૃદ્ધ**—કહે, બેટા !

**જયેષ્ટ—**

( હરિગીત )

ગુરૂ પ્રાણ આગે તુચ્છ મારા પ્રાણ કોડી કામના,
તે પ્રાણ આજે કુળકાજે ચાહું હું તો આપવા,
માતા પિતાને ભ્રાત કેરા પ્રાણ રક્ષું, આપશો
આજ્ઞા પિતાજી પ્રાણ દેવા, નહિં મુને અટકાવશો. ૧૬.

**મધ્યમ**—ના ! ના ! એમ નહિં.

( અનુષ્ટુભ )

માન્ય જ્યેષ્ટ કુળે લોકે, પિતૃને પ્રિય એજ છે,
સ્મરી ધર્મ કહ્યા શાસ્ત્રે, જાવું મારે જ યોગ્ય છે. ૧૭.

**કનિષ્ટ**—વડીલ ભાઇઓ ! નહિં! નહિં! એમ તો નહિંજ બને,

( અનુષ્ટુભ )

મોટાભાઈ પિતા તુલ્યે, બ્રહ્મવાદી કહે સદા,
છું હું જ યોગ્ય તે માટે, ગુરૂ જીવ બચાવવા. ૧૮.

**જ્યેષ્ટ**—બાપુ ! એમ ન થાય,

( અનુષ્ટુભ )

જ્યેષ્ટ પુત્ર સદા તારે, પિતાને આપદા થકી,
સર્વેની પ્રાણ રક્ષાનો, જુમ્મો મારે શિરે નકી. ૧૯.

**વૃદ્ધ**—વડો તો મને બહુ વ્હાલો છે. તેને તો હું નહિંજ જવા દઊં.

**બ્રાહ્મણી**—જેવો તમારે મોટો તેવો મારે નાનો.

**મધ્યમ**—નહિં માને ને નહિં બાપને, તો હું કોને વ્હાલો !

**ઘટોત્કચ**—આનંદ, આનંદ ! ચાલ ભાઈ જલદી.

**મધ્યમ**—

( અનુષ્ટુભ )

ધન્ય, ધન્ય ! હું, આ દેહે, રક્ષાયા ગુરૂ પ્રાણ, હા,
બંધુ સ્નેહ છતાં મોટો, કાળસ્નેહ જ દુર્લભ. ૨૦.

**ઘટોત્કચ**—વાહ ! આ બ્રાહ્મણ કુમારની સગાં તરફ કેવી પ્રેમ-ભક્તિ !

**મધ્યમ**—બાપા ! પ્રણામ કરૂં છું.

**વૃદ્ધ**—આવ, આવ ! દીકરા,

( અનુષ્ટુભ )

ગુરૂના પ્રાણને સાટે, કરી સ્વાર્પણ, વત્સલ !
અલભ્ય પાપીને એવાં બ્રહ્મલોક વિષે વસ. ૨૧.

**મધ્યમ**—કૃપા થઈ, પિતાજી! મા! હું પગે લાગું છું.

**બ્રાહ્મણી**—દિકરા! ચિરંજીવી થા.

**મધ્યમ**—ઉપકાર થયો, માતાજી. વડિલ ભાઈ! પ્રણામ કરૂં છું આપને.

**જ્યેષ્ટ**—આવ ભાઈ! આવ!

( અનુષ્ટુભ )

બાથ ભીડી તું ભેટી લે, યુક્ત શુભ ગુણો વડે,
ગવાશે કીર્તિ તારી આ જગતમાં જગે જગે. ૨૨.

**મધ્યમ**—તમારો અનુગ્રહ થયો.

**કનિષ્ટ**—આર્ય! પ્રણામ કરૂં છું.

**મધ્યમ**—તારૂં કલ્યાણ થાઓ.

**કનિષ્ટ**—આપની કૃપા.

**મધ્યમ**—હે પુરૂષ! કંઈ કહું?

**ઘટોત્કચ**—બોલ, બોલ! વ્હેલો.

**મધ્યમ**—ભાઈ! આ વનમા કંઈ સરોવર જેવું જણાય છે, પર લોકમાં જવા માટે તો હું તૈયાર જ છું. પણ મને તરસ બહુ લાગી છે, માટે તું કહે તો પાણી પી આવું.

**ઘટોત્કચ**—તું તો દૃઢ નિશ્ચય વાળો છે. ભલે, જા, પણ મારી માતાના પારણાંનો વખત થઈ જાય છે માટે જલદી જ પાછો આવજે, હો.

**મધ્યમ**—બાપા! હું જાઊં છું. ( ચાલ્યો જાય છે ).

**વૃદ્ધ**—હાય રે! હાય! એ તો ગયો. હમારૂં સર્વસ્વ ગયું.

( અનુષ્ટુભ )

મારા વંશ-ગિરિ કેરાં, ત્રણ શૃંગો હતાં રૂડાં,
શિખર મધ્ય ભંગેથી ચિત્ત ઝાઝું ચીરાય આ. ૨૩.

ઓ, બેટા! એ તો ખરેખર ગયો જ.

( લલિત )

તરૂણ કાંતિ છે યોગ્ય આ વયે
નિયમથી ભણે ચિત્ત જોડીને,
ખીલતું વૃક્ષ, શું ? હસ્તિ રાજના,
દશન ઘાવથી નાશ પામશે ? ૨૪.

**ઘટોત્કચ**--બ્રાહ્મણકુમાર તો વાર લગાડ્યાં કરે છે. માજીને જમવાનો વખત પણ થઇ ચાલ્યો. શું કરૂં હવે ? ઠીક, આમજ. હે ભૂદેવ ! બોલાવો તમારા પુત્રને.

**વૃદ્ધ**--અલ્યા નિષ્ઠુર ! તારૂં વાક્ય તો રાક્ષસી વૃત્તિને એ કુદી જાય છે.

**ઘટોત્કચ**--એ તો ખીજવાયા. શાંત થાઓ ! શાંત થાઓ ! મહારાજ ! મારો તો સ્વભાવજ એવો છે. મને કહોની, તમારા પુત્રનું નામ શું ?

**વૃદ્ધ**--હું તે તને કહું કે વળી ? આશા જ રાખતો નહિં.

**ઘટોત્કચ**--એમજ હોય. હે બ્રાહ્મણ-કુમાર ! તારા ભાઇનું નામ શું ?

**જયેષ્ટ**--એને બીચારાને સૌ મધ્યમ કહે છે.

**ઘટોત્કચ**--એ નામ એને યોગ્યજ છે. ચાલો, ઠીક. હુંજ એને બોલાવું. હે મધ્યમ ! હે મધ્યમ ! વ્હેલો વ્હેલો આવ.

( પછી ભીમસેન પ્રવેશ કરે છે. )

**ભીમસેન**—અરે ! આ કોણ મને બોલાવે છે ?

( ઈંદ્રવજા ).

પક્ષીગણોના સ્વર ઢાંકી દેતો
ક્યાંથી ઉઠયો આ અતિ નાદ મોટો,
આવાં વને જ્યાં બહુ ગીચ ઝાડી,
સૂઝે ન રસ્તો વધવા અગાડી,
સૂણું હું જાણે સ્વર પાર્થનો જ
તર્કે વિતર્કે મન મૂઝવાય. ૨૫.

**ઘટોત્કચ**--બ્રાહ્મણકુમારને બહૂ વાર લાગી. માતાનો ભોજનકાળ પણ વહી જાય છે. હાં હાં ! સૂઝ્યું મને. બહૂ મોટેથી બુમ પાડું. હે મધ્યમ ! વ્હેલો આવ.

**ભીમસેન**--અરે ! આ વનમાં મધ્યમ, મધ્યમની બુમ પાડી મારી કસરતમાં કોણ ભંગાણ પાડતું હશે ? ઠીક, જોઉં તો ખરો. (આમ તેમ જોઈ) વાહરે ? આ તો જોવા લાયક જ મૂર્તિ છે ને શું.

( શાર્દૂલ વિક્રીડિત )

મોઢું દાંત જ સિંહશા, મધુતણી છાયા સુનેત્રે ભરી,
નાસા છે સમડી સમી, હડપચી જાણે લીધી હસ્તિની,
ડોકે માંસલ સ્નિગ્ધ છે, સુભ્રૂકુટી રંગે બદામી અને
લાંબા કેશ શિરે ઉડે, વિપુલ છે છાતી, કટી વજ્રને,
ચાલે ચોરી ગતિ કરી-વૃષભની, આજાન બાહૂ તથા,
દિસે પુત્ર બલિષ્ટ રાક્ષસી કૂંખે કો વીર જાયો જ આ. ૨૬.

**ઘટોત્કચ**—બ્રાહ્મણબટુ તો બહૂ ખોટી કરે છે ને શું ? માતુશ્રીએ ભોજન માટે ઝંપાપાત કરતી હશે. શું કરૂં હવે ? પાછો ઘાંટો કહાડીને બુમ મારૂં. ઓ મધ્યમ વ્હેલ્લો આવ.

**ભીમસેન**—આ આવ્યો હું.

**ઘટોત્કચ**— ના, ના, આ કંઇ બ્રાહ્મણ-બટુ ન્હોય. ઓહો ! આતો દર્શન કરવા યોગ્ય પુરૂષ જણાય છે. એ તો–

( શાર્દૂલવિક્રીડિત )

વાને સિંહ સમાન, ને કનકના તાડો સમા બાહૂ બે,
કેડે ક્ષામ, રખે ગરૂડ પડખે પાશ્ર્વો ઘસાયાં છ બે,
એવા વિષ્ણુ ખીલેલ પદ્મનયને આનંદ વર્ષાવતા
ઊભા, આવી અહીં સુબંધુ સમએ નેત્રો બહૂ ઠારતા. ૨૭
તમને નહિં. હું તો મધ્યમને બોલાવું છું.

**ભીમસેન**—તેથી જ હું આવ્યો ને.

**ઘટોત્કચ**—હેં ! તમે પણ મધ્યમ છો ?

**ભીમસેન**—હા. એ જ, બીજો કોઈ નહિં.

( અનુષ્ટુભ )

મધ્યમ અપરાજીતે, ઉદ્ધતોમાંય મધ્યમ,
મધ્યમ પૃથ્વીં સંબંધે, ભાઇઓમાંય મધ્યમ. ૨૮

**ઘટોત્કચ**—એમ હોય પણ ખરૂં.

**ભીમસેન**—વળી પણ,

( અનુષ્ટુભ )

મધ્યમ પાંચ તત્વોમાં, રાજાઓમાંય મધ્યમ,
લોકે મધ્યમ આ જન્મે, સર્વ કાર્યેય મધ્યમ. ૨૯

**વૃદ્ધ**—

( અનુષ્ટુભ )

મધ્યમ નામસૂણીને, ખરેરે! પાંડુ મધ્યમ
હમોને રક્ષવા આવ્યા, પોતે કાળજ ગર્વથી. ૩૦

( પ્રવેશ કરીને )

**મધ્યમ**—

( લલિત )

કમળ પૂર્ણ આ શોભતાં સરે,
તરસ છીપીઁ મેં નિર્મળે જળે,
કહીં ન સ્વર્ગમાં જે મળી શકે,
જળથી અંજળી આપીઁ મેં મને. ૩૧

( પાસે આવીને ) હે ભાઇ ! હું આવી પોહોંચ્યો છું હં.

**ઘટોત્કચ**—હા. તું આવી પોહોંચ્યો ખરો. અરે! મધ્યમ, મધ્યમ! આમ ચાલ આમ.

**વૃદ્ધ**—( ભીમસેન પાસે જઇને ) અહો હો, **મધ્યમ**! આ **બ્રાહ્મણ** કુટુંબને બચાવો, બચાવો !

**ભીમસેન**—જરા પણ ડરશો નહિં. હું આપને વંદન કરૂં છું.

**વૃદ્ધ**—વાયુ જેટલાજ દીર્ઘાયુ થાઓ.

**ભીમસેન**—આપની મહાકૃપા. આપનો આર્શિવાદ માથે ચડાવું છું. આપને શામાંથી બચાવું ?

**વૃદ્ધ**—સાંભળો! કુરૂરાજ યુધિષ્ઠિરે પૂર્વેવાસ કરેલો એવાં કુરૂક્ષેત્રમાં આવેલાં યુપ નામના ગામનો વતની, માઠરસગોત્રી યજુઃશાખિય અધ્વર્યુ કેશવદાસ નામનો હું બ્રાહ્મણ છું. ઉત્તર પ્રદેશમાં ઉદ્યામક ગામમાં કૌશિકગોત્રી યજ્ઞબંધુ નામના મારા મામા વસે છે, તેના પુત્રના ઉપનયન સંસ્કારના સમારંભમાં જવા પત્ની સહિત હું નીકળ્યો છું.

**ભીમસેન**—તમારો માર્ગ નિષ્કંટક થાઓ. પછી,

**વૃદ્ધ**—પછી તો આ–

( માલિની )

જળધર સમ ગાત્રો, પદ્મપત્રો શું નેત્રો
મૃગપતિ સમ ચાલે, ઉગ્ર એ દાંતવાળો,
તૃણવત ગણી સર્વે દૈત્ય તારી સમક્ષે
સ્ત્રી સુત સહિત મારો જીવ લેવા ધસે છે! ૩૨.

**ભીમસેન**—એમ છે કે ? આજ બ્રાહ્મણના રસ્તામાં વાટપાડુ થઇ પડયો છે ? એને શિક્ષા કરવીજ જોઇએ. એ લુચ્ચા ! ઉભો રહેજે.

**ઘટોત્કચ**—આ ઉભો જ છું ને.

**ભીમસેન**—કેમ રે ! બ્રાહ્મણને દુઃખ દે છે કે તું ?

( અનુષ્ટુભ )

વિંટાયો પુત્ર નક્ષત્રે, સ્ત્રી ચંદ્રિકાથી શોભતો,
ઘેરવા, વૃદ્ધ વિપ્રેન્દુ, રાહુ જાણે શું આવિયો. ૩૩.

**ઘટોત્કચ**—એ શું બકે છે ? હું રાહુ !

**ભીમસેન**—આઃ

( દોહરા )

અપરાધી હોવા છતાં બ્રાહ્મણને ન મરાય,
અનપરાધી દ્વિજની, શેં તું પીડે કાય ?

વ્યવહારિક સૌ કાર્ય એ કરી પરવાર્યો છેય,
બાળક-બુદ્ધિ ! છોડને પત્ની પુત્ર સમેત. ૩૪.

**ઘટોત્કચ**—નહિં છોડું.

**ભીમસેન**—( મનમાં ) ઓહ ! કોનો છોકરો હશે એ !

( દોહરો )

મારા સઘળા ભાઈના ગુણનો આ છે ચોર,
આની બાળકધૃષ્ટતા સ્મરાવે છ સૌભદ્ર. ૩૫.

( પ્રકાશ ) ભાઇ ! છોડી દે, છોડી દે.

**ઘટોત્કચ**—ના, ના ! નહિં છોડું.

( દોહરો )

જો પિતુ મ્હારો પ્રેમથી, કહે છોડવા આજ
માતા આજ્ઞા આગળે નહિં કંઈ લેખાંમાય. ૩૬.

**ભીમસેન**—( મનમાં ) હેં ! માતાની આજ્ઞા ! વાહ ! આ છોકરો તો માનો આજ્ઞાધારક જણાય છે.

( દોહરો )

પૂજ્યોથી પણ પૂજ્ય છે જગતે માતા જાણ,
આજ્ઞા માની શિર ધરી ફરીએ આવે હાલ. ૩૭.

( પ્રકાશ ) હે ભાઈ! તને કંઇ પૂછું ? ગુસ્સો તો નહિં લાગશે ?

**ઘટોત્કચ**—પૂછ, પૂછ જે પૂછવું હોય તે જલદી.

**ભીમસેન**—તારી માનું નામ શું ?

**ઘટોત્કચ**—રાક્ષસી હિડિમ્બા.

( અનુષ્ટુભ )

કુરૂ કુળ દીપે એને, મહાત્મા પાંડવે ગ્રહી,
પૂર્ણ ચંદ્રે યથા રાત્રી, સનાથા સુભગા કરી. ૩૮.

**ભીમસેન**—( મનમાં ) ઠીક. એ છોકરો હિડિમ્બાનો, ત્યારે તો ગર્વ સ્થાન ભૂલ્યો નથી.

( અનુષ્ટુભ )

રૂપે, ધૈર્યે, બળે છે એ, આબેહૂબ પિતા સમ,
દયા છાંટો નથી ચિત્તે, એ આશ્ચર્ય ખરેખર. ૩૯.

( પ્રકાશ ) ભાઈ! જવા દેની એને.

**ઘટોત્કચ**—નહિં જવા દઊં.

**ભીમસેન**—અહો ભૂદેવ! લ્યો તમારા પુત્રને, તેને બદલે હું જાઊં છું.

**મધ્યમ**—શું! તમે! કદી નહિં.

( ગઝલ )

શરીરે આ સમર્પ્યું છે ગુરૂના પ્રાણ માટે મેં,
યુવા, ગુણ રૂપ વાળો તું સદા જગમાં સુખે રે'જે. ૪૦.

**ભીમસેન**—આર્ય! એમ ન બને. હું ક્ષત્રિય કુળમાં જન્મ્યો છું, અને બ્રાહ્મણો પૂજ્ય છે, માટે બ્રાહ્મણ દેહ બચાવવા આ શરીરનો ભોગ આપવો એ મારો ધર્મ છે.

**ઘટોત્કચ**—ઠી—ક! એને ક્ષત્રિપણાંનો ગર્વ છે. ભલે! પ્હેલાં કરૂં કચ્ચર-કૂટો એનો ને પછી લઇ જાઊં આને. જોઊં તો ખરો કે કોણ અટકાવે છે?

**ભીમસેન**—હું.

**ઘટોત્કચ**—કોણ! તું!

**ભીમસેન**—ત્યારે બીજો કોણ.

**ઘટોત્કચ**—ઠીક ત્યારે. ચાલ મારી સાથે.

**ભીમસેન**—બહૂ સારૂં; પણ અતિ શૂરવીર અને બળવાનની પાછળ હું ચાલતો નથી. તારામાં શક્તિ હોય તો ઉંચકી જા મને.

**ઘટોત્કચ**—અલ્યા! મને ઓળખે છે કે?

**ભીમસેન**—હા! હા! ઓળખ્યો તને, મારો છોકરો.

**ઘટોત્કચ**—શું? શું? હું તારો છોકરો! અલ્યા; ગાળ દે છે કે?

**ભીમસેન**—ભાઇનો મીજાસ ગયો ખરો. થંડો પડ, થંડો. ક્ષત્રિયો પ્રજા માત્રને છોકરાં જ લેખે છે, તેથી મેં એમ કહ્યું.

**ઘટોત્કચ**—કેવી બ્હીકણ જેવી વાતો કરવા માંડી.

**ભીમસેન**—

( ઈંદ્રવજ્રા )

સાચું કહું કે ભય હું ન જાણું
આભાર તારો શિખવે મને તું,
કે' રૂપ તેનાં અવગુણ લાભ
વર્તુ હું જાણી પછી તે પ્રમાણ ૪૧

**ઘટોત્કચ**—હં ! ચાલ ! ભય કેવું છે તે તને દેખાડું. લે હથીઆર.

**ભીમસેન**—હથીઆર ! આ લીધું.

**ઘટોત્કચ**—ક્યાં છે ?

**ભીમસેન**—

( દોહરો )

કનક-સ્તંભના જેવો, કર જમણો તૈયાર,
આયુધ એ જેવું નથી, બીજું રિપુ સંહરનાર. ૪૨

**ઘટોત્કચ**—આવું તો મારા પિતા ભીમસેનને જ લાગુ પડે.

**ભીમસેન**—એ ભીમ કોણ ?

( દોહરો )

બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, કે ઈંદ્રિ, સ્કંદ વા યમ,
કો જેવો તારો પિતા કહી હરખાવો મન. ૪૩

**ઘટોત્કચ**—એ બદ્ધા....યના જેવો.

**ભીમસેન**—છટ્ ! જૂઠું ! જૂઠું !

**ઘટોત્કચ**—શું કહ્યું ? હું જૂઠું કહું છું કે ? મારા પિતાની અવજ્ઞા કરે છે ? ઠીક છે ઠીક. આ ઝાડ ઉપાડીને જ તને ઠોકું. ( ઝાડ ઉખેડી તે વડે મારે છે. ) વાહ ! આ તો એની ઉપર જાણે ફુલ પડ્યું. શું કરૂં હવે ? ઠીક, આમજ; આ પર્વતની શીલા એની ઉપર ફેંકું.

( અનુષ્ટુભ )

ફેંકી મેં જે શીલા હાવાં, પ્રાણો લેશે, ન જીવશે,

**ભીમસેન—**

મદોન્મત્ત છતાં હાથી, વાઘને ન હરાવશે. ૪૪

**ઘટોત્કચ**—( શીલા ફેંકીને ) અરે ! આનાથીએ એ મરતો નથી. હવે કંઇ બીજો ઉપાય ? હાં ! હાં ! જડયો,

( રોળા )

ભીમ તણો હું પુત્ર, પૌત્ર વાયુનો કહાવું,
કુસ્તિયે નવ હઠું, આવ ! તુજને હંફાવું ૪૫.

( બન્ને જણા કુસ્તિ કરે છે )

**ઘટોત્કચ**—( ભીમસેનને બાથ ભીડીને )

( માલિની )

દઢ મુજ ભુજપાશે, બાંધિયો મત્ત હાથી,
ક્યમ કરીઁ છૂટીઁ જાશે, બોલ ! આ હાથમાંથી.

**ભીમસેન**—( મનમાં ) હા. બાંધ્યો. રે દુર્યોધન ! સંભાળજે, તારા શત્રુનું બળ વધતું જ જાય છે. (પ્રકાશ) અલ્યા ! સાવધાન થજે.

**ઘટોત્કચ**—તૈયાર જ છું ને.

**ભીમસેન**—( બાથ છોડવી નાંખી )

નથીઁ જરિય હું થાકયો, જોર તારૂં જણાયું,
બળ તણું તજી દે હે ! વીર ! મિથ્યાભિમાન. ૪૬.

**ઘટોત્કચ—આમાંથીએ એ તો છટકી ગયો. હવે કેમ કરવું ? કંઇ ફીકર નહિ. કરૂં એની વેતરણ. માતુશ્રીના પ્રસાદથી મળેલા માયાપાશની તો મને યાદે ન રહી ને શું ? તેનાથી એને બાંધી લઈ જાઊં, પણ પાણી જોઇએ તેનું કેમ ? હે ગિરિ ! પાણી આપશો ! હાશ. ઝરણ છુટયું ( આચમન કરી મંત્ર ભણે છે. ) હે પુરૂષ !**

( અનુષ્ટુભ )

માયાપાશથીં બંધાયો, છુટી ના તું શકે હવે.
શોભે છે દોરડે બાંધ્યો ઇંદ્ર-ધ્વજ શું ઉત્સવે. ૪૭.

**ભીમસેન**—માયાપાશે બાંધ્યો ખરો એણે. સૂઝે છે કંઈ ઉપાય હવે ? હાં રે, યાદ આવ્યું. મહેશ્વરની કૃપાથી માયાપાશમાંથી છુટવાનો મંત્ર તો મને આવડે છે જ, પણ પાણીનું કેમ ? ફીકર નહિ. અહો બ્રાહ્મણ-કુમાર ! તમારા કમંડલુમાંથી જરા પાણી આપવા કૃપા કરશો ?

**વૃદ્ધ**—હા—આ ! આ રહ્યું પાણી.

( ભીમસેન આચમન કરી મંત્ર જપી માયા—પાશમાંથી છૂટી જાય છે. )

**ઘટોત્કચ**—અરે ! આ તો બંધ છુટી ગયા. હવે કેમ ? ઠીક, હે પુરૂષ ! પ્હેલાંનું આપનું વચન યાદ છે કે ?

**ભીમસેન**—શું ? વચન ! હા, યાદ છે. ચાલ અગાડી

( બન્ને જાય છે. )

**વૃદ્ધ**—પુત્રો ! શું કરીએ આપણે ? વૃકોદર તો ચાલ્યા,

( વસંત તિલકા )

બાહૂબળે રૂપ ગુણે અતિ ઉગ્ર દેહી
જાજવલ્યમાન રૂપ રાક્ષસને હઠાવી,
વર્ષા વિષે વૃષભ ખેરવીં બિંદુ ઝટ્ટ
તેવી જ રીત સરતો ભીમસેન ભટ્ટ. ૪૮.

**ઘટોત્કચ**—અહિં ઉભા રહો. તમે આવ્યાછો તે સમાચાર મારી માને કહી આવું.

**ભીમસેન**—ભલે ! જા.

**ઘટોત્કચ**—( પાસે જઇને ) મા ! હું ઘટોત્કચ તમને વંદન કરૂં છું. દીર્ઘ કાળની તમારી ઇચ્છા મુજબનો માણસ તમારા ભોજન માટે લાવ્યો છું.

( પ્રવેશ કરીને )

**હિડિમ્બા**—દિકરા ! બહુ જીવો. કેવો માણસ લાવ્યો છે ?

**ઘટોત્કચ**—માત્ર નામનો જ માણસ, શૌર્યે તો નહિં જ.

**હિડિમ્બા**—શું ? બ્રાહ્મણ ?

**ઘટોત્કચ**—ના ! ના ! બ્રામ્હણ નહિં.

**હિડિમ્બા**—ત્યારે શું ઘરડો છે ?

**ઘટોત્કચ**—ના રે ! ના. ઘરડોએ નહિ.

**હિડિમ્બા**—કેમ બાળક છે ?

**ઘટોત્કચ**—બાળક પણ નહિં.

**હિડિમ્બા**—વારૂ. હું જાતેજ જોઊં.

( બન્ને જાય છે )

**હિડિમ્બા**—લઈ આવ્યો તે આ માણસ કે ?

**ઘટોત્કચ**—કેમ ? માતાજી ! એ કોણ છે ?

**હિડિમ્બા**—અરે બેવકુફ ! એ તો ઇશ્વર છે.

**ઘટોત્કચ**—હેં ! હેં ! કોનો ઇશ્વર.

**હિડિમ્બા**—તારો ને મારો, બેયનો.

**ઘટોત્કચ**—કંઇ ગાંડાં તો નથી થઇ ગયાં. પ્રમાણ શું ?

**હિડિમ્બા**—લે, આ પ્રમાણ. જય થાઓ ! જય થાઓ આર્યપુત્રનો !

**ભીમસેન**—(જોઇને) આ વળી કોણ ? કોણ, દેવિ હિડિમ્બા !

( અનુષ્ટુભ )

રાજ્ય ભ્રષ્ટ હમો એવા ભમતાજ વને વને
દેવિ ! દયા વડે મોટું ફેડયું કષ્ટ, રહ્યા સુખે. ૪૯.

હિડિમ્બા ! પણ આ શું કહેવાય ?

**હિડિમ્બા**—( કાનમાં ) આમ છે આમ.

**ભીમસેન**—જન્મેજ રાક્ષસી, આચારે તો નહિં જ નહિ.

**હિડિમ્બા**—હે મત્ત ! પિતાજીને વંદન કર.

**ઘટોત્કચ**—હે પિતાજી ! ધાર્તરાષ્ટ્ર રૂપી વનમાં દવાગ્નિ જેવો હું, ઘટોત્કચ, આપને વંદન કરૂં છું. મારી બાળક-બુધ્ધિની ઉદ્ધતાઈ માટે માફી માગું છું.

**ભીમસેન**—આવ, આવ ! બેટા ! તારાં પ્રતિકૂળ કામે તો ઉલટો આનંદ થયો છે. ( એમ કહી ભેટે છે ). ધાર્તરાષ્ટ્ર રૂપી વનને બાળી ભસ્મ કરી નાંખે એવા પુત્રોની જ તારા પિતાઓને ઈચ્છા છે. તું બહૂ બળ પરાક્રમ વાળો થા.

**ઘટોત્કચ**—આશિર્વાદ આપી મારી ઉપર બહુ જ કૃપા કરી.

**વૃદ્ધ**—વાહ ! વાહ ! આ તો ભીમસેનનો પુત્ર ઘટોત્કચ નીકળ્યો, હો.

**ભીમસેન**—બેટા ! પૂજ્ય કેશવદાસને પ્રણામ કર.

**ઘટોત્કચ**—મહારાજ ! પ્રણામ કરૂં છું.

**વૃદ્ધ**—ગુણ અને કીર્તિમાં પિતા જેટલાજ વધો.

**ઘટોત્કચ**—કૃપા થઇ ભગવાન્ !

**વૃદ્ધ**—હે વૃકોદર ! અમારાં કુટુંબનું રક્ષણ, અને તમારાં કુળની ઉન્નતિ બે સાથે લાગાંજ થયાં. હવે હમને રજા છે ?

**ભીમસેન**--

( ભૂજંગી )

તમારી કૃપાથી થયું શુભ સર્વે,
ઘડી એક થોભી જજો આશ્રમે, જે
નથી દૂર ઝાઝો પધારોની ત્યાં હે,
પછી, રોકશું ના સિધાવો નિરાંતે. ૫૦

**વૃદ્ધ**—તમે જીવિતદાન આપ્યું એ આતિથ્ય કંઈ જેવું તેવું છે ? હવે અમને જવાની આજ્ઞા આપો તો સારૂં.

**ભીમસેન—મહારાજ** ! કુટુંબ સહિત સુખે જઈ આવો.

**વૃદ્ધ**—બહુ સારૂં. જરૂર આપીશ !

( પત્ની પુત્રો સાથે કેશવદાસ જાય છે )

**ભીમસેન**—હિડિમ્બા ! ભાઇ ઘટોત્કચ ! ચાલો, પૂજ્ય કેશવદાસને મઢીના દ્વાર સૂધી તો વળાવી આવીએ.

( ઉપજાતિ )

સમુદ્ર સ્વામી નદીનો ગણાય,
આહુતિકેરો જ્યમ અગ્નિ થાય,
ઈંદ્રિયનો છે મન સ્વામી સાર,
વિષ્ણુ અમારો પ્રભુ છે પ્રમાણ.

( સર્વે જાય છે. )

**શ્રી મહાકવિ ભાસ પ્રણીત મધ્યમવ્યાયોગનો અનુવાદ સમાપ્ત.**

**॥ इति शिवं ॥**



# શુદ્ધિપત્ર.



| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૧૧ | ઉખેડા | ઉખેડી |
| ૭ | ૨૬ | અર્થ ગાંભીય | અર્થ–ગાંભીર્ય |
| ૯ | ૨૪ | ભર્યાં | ભર્યો |
| ૧૧ | ૧ | વૃદ્ધિ | વૃદ્ધ |
| ૧૧ | ૭ | તેનાંજ | તેનાજ |
| ૧૩ | ૧૦ | ધ્રુતિ | ધ્રુતિ |
| ૧૩ | ૧૨ | વૈદૂર્ય–પલ | વૈદૂર્ય–પૂલ |
| ૧૫ | ૪ | હૃતદ્રવ્ય | હુતદ્રવ્ય |
| ૧૫ | ૨૬ | વંદનિય | વંદનિય |
| ૧૬ | ૧૪ | પશુ | પશુ |
| ૧૭ | ૨ | ધૌમ્ય મુનિના | ધૌમ્ય–મુનિના |
| ૧૮ | ૮ | વિધિ સંસ્કૃત | વિધિ–સંસ્કૃત |
| ૧૯ | ૧૦ | આપદા થકી | આપદાથકી |
| ૧૯ | છેલ્લી | બ્રહ્મલોક વિષે | બ્રહ્મલોકવિષે |
| ૨૧ | ૭ | જમવાનો | જમવાનો |
| ૨૨ | ૧૧ | વજ્રને | વજ્ર ને |
| ૨૨ | ૧૯ | દશન | દર્શન |
| ૨૮ | ૨૪ | હે ાગરિ | હે ગિરિ |
| ૨૯ | ૨૫ | દીઘકાળની | દીર્ઘકાળની |
| ૩૧ | છેલ્લી | આપીશ | આવીશ |

આ પુસ્તક મળવાનાં ઠેકાણાં:—

(૧) મેશર્સ એન. એમ. ત્રીપાઠીની કું.

પ્રીન્સેસ સ્ટ્રીટ, કાળકાદેવી.

(૨) કર્ત્તા પાસેથી,

દામુલની વાડીમાં કાળકાદેવી-મુંબઈ,

Printed by C. S. Deole at the Bombay Vaibhav Press, Servants of India Society's Building Sandhurst Road, Giragum, Bombay.

Published by Lalshankar Harprasad Damulji's Wadi, Kalbadevi. Bombay, No. 2.